# શ્રી ગૌતમકુલક પ્રકરણ.

ગાથા-શબ્દાર્થ અને વિવેચનયુક્ત

કથાઓના નામાદર્શ સાથે

લેખક

ગુરૂણીજી લાભશ્રીજીની પ્રેરણાથી

શ્રાવક કુંવરજી આણંદજી.

ભાવનગર

પ્રકાશક

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

ભાવનગર

વીર સં ૨૪૫૪ વિક્રમ સં ૧૯૮૪

કિંમત બે આના.

# અનુકરણ કરો.



ભાવનગરનો શ્રાવિકાવર્ગ ઘણુ વર્ષોથી ઉત્તમ સાધ્વીઓની પ્રેરણાથી આવા નાના મોટા ઉત્તમ ગ્રંથો પ્રસિદ્ધ કરવામા સહાય આપે છે ને પ્રગટ કરાવે છે છેતુ છેલ્લુ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર સાર્થ પ્રગટ કરવામા સહાયક થયેલ છે ને હાલમા શ્રીજ્ઞાનાજી માટે સહાયક થવાનુ ચાલે છે અન્ય શહેરોની શ્રાવિકાઓએ તેનુ અનુકરણ કરવા યોગ્ય છે આ બુક પણ તેમની સહાયતુજ પરિણામ છે ઇત્યલમ્.

# બે બોલ

આની નાની બુકમા બહુ કહેવાનુ હોય નહીં પણ આ બુક નાની છતા તેમા કરેલ સંગ્રહની કિંમત આંકતા મોટી છે તેથી કાંઈક લખવા ઇચ્છા થાય છે

આ પ્રકરણનુ નામ ગૌતમકુલક છે એટલે મહા-પ્રભાવક શ્રી ગૌતમસ્વામીએ આપેલા ઉપદેશનો આમા સંગ્રહ છે પ્રાંતે ગ્રન્થ કર્તાનુ નામ આપેલુ ન હોવાથી મને તો આ ગૌતમસ્વામીના મુખનીજ વાણી હોય એમ લાગે છે એ નામને છાજે એવુ એમા મહત્વ રહેલુ છે, તે એના વાચનારાને મનન કરનારા કહી શકે એમ છે શ્રી પદ્મવિજયજી પણ એમજ કહે છે

મને આ પ્રકરણ ( કુલક ) પ્રિય હતુ તેમા ગુરુણીજી લાભશ્રીજીએ પ્રેરણા કરી અને સરલ સ્વભાવી ના રીજી સુભદ્રાશ્રીજીનો શાતપણે થયેલો અભાર તેમા કારણભૂત થયો, તેથી તેમનાપર પ્રસસ્ત રાગને લઈને

# ગુરૂણીજી લાભશ્રીજીની શિષ્યા સાધ્વી સુભદ્રાશ્રી તથા સાધ્વી અમરશ્રી.



આ ગુણવંતી સાધ્વી ભાવનગરમાં વીશાશ્રીમાળી જ્ઞાતિમાં શા હઠ્ઠમચંદ ઉકાને ત્યાં સં. ૧૯૫૫ ના આશ્વિન માસમાં જન્મ્યા હતા. તેમનું નામ સમરથ હતું. તેમણે કુમારી અવસ્થામાં સારો અભ્યાસ કર્યો હતો. તેમનામાં કેટલાક સદ્ગુણો તેમના વય અને અભ્યાસની સાથે પ્રતિદિન વૃદ્ધિ પામતા જોવામાં આવતા હતા. ધાર્મિક કેળવણીમાં તેમની સારી ખંત હોવાથી વ્યવહારિક કેળવણીની સાથે અર્થસહિત પંચપ્રતિક્રમણ, અતિચાર, નવતત્ત્વ વિગેરેનો અભ્યાસ કર્યો હતો. તેઓ સંસારી અવસ્થામાં ધર્મ સારો કરતા હતા. તેમને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તેમના શ્વશુર પક્ષમાં શા ભીખાભાઈ માનચંદ વિગેરેની અને માતુ-પક્ષની સંમતિ લઈને મહોત્સવપૂર્વક ભાવનગરમાંજ મુનિવર્યશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના શિષ્ય મુનિરાજશ્રી

પશમ અને ગુરૂકૃપા સિવાય તથા તેવા પ્રકારના વિનયા [illegible] ગુણો સિવાય આવો અભ્યાસ અસંભવિત છે

ગુરૂણીજીની વૃદ્ધાવસ્થા અને વ્યાધિગ્રસ્તતાને લીધે ચાકિર લીધા પછી તેઓ વિહાર બહુ ઓછો કરી શક્યા હતા કેમકે સં ૧૯૮૪ના માઘ માસમા ગુરૂણીજીની આજ્ઞાથી પોતાના સમુદાયની બીજી સાધ્વીઓ સાથે તળાજા મહુવા વિગેરેની યાત્રા કરવા ગયા હતા ત્યાથી પાછા વળતા તેમના નીરોગી શરીરમા સામાન્ય જ્વરે પ્રવેશ કર્યો હતો તેનો કઠિન ઉપચાર કરવા છતા વ્યાધિએ અનુક્રમે કષ્ટસાધ્ય અને છેવટ અસાધ્યનુ સ્વરૂપ ધારણ કર્યુ તો પણ આ ચારિત્રાનંદનમા તત્પર સાધ્વીએ જરા પણ દુર્ધ્યાન કર્યુ નથી પરિણામે સ ૧૯૮૪ ના જેઠ વદિ ૭ની રાત્રિએ તેમના અનગની આત્માએ મહાગતિમા પ્રયાણ કર્યુ હતુ

આ સાધ્વી ઉત્તમ પરિમા મૂકી ગયાએ એવા [illegible] તેમની ઉપરના [illegible] અનુરાગથી તેમનુ નામસ્મરણ



# શ્રી ગૌતમકુળક

(અર્થ-વિવેચન યુક્ત.)

ઉપજાતિવૃત્ત.

लुद्धानरा अथ्थपरा हवंति,
मूढानरा कामपरा हवंति ।
बुद्धानरा खंतिपरा हवंति,
मिस्सानरा तिन्निवि आयरंति ।१।

નિર્બળ હોવાથી તેને બેસી રહેવુ પડે છે શક્તિ છતા ક્ષમા કરવી તેનુ નામજ ખરી ક્ષમા છે અને એવી ક્ષમા વિચક્ષણ મનુષ્યજ રાખી શકે છે વિબુધ મનુષ્યો અપરાધી ઉપર પણ પ્રતિકૂળ ભાવ ન ચિતવતા ક્ષમા ધારણ કરીને તેને શરમમા નાખે છે, ઉચુ જોવા દેતા નથી આવી ક્ષમા ધારણ કરવી તે તેમનુ ભૂષણ છે

હવે મિશ્ર મનુષ્યો પૂર્વોક્ત નહિ વાના આચરે છે મિશ્ર એટલે મધ્યમ મનુષ્ય તે અવસરે અર્થોપાર્જન કરે છે, અવસરે કામસેવન કરે છે અને અવશ્ય ધર્મકાર્યનુ આચરણ પણ કરે છે અહીં ક્ષમા એકજ કહી છે તેના ઉપલક્ષણથી દશે પ્રકારનો ધર્મ સમજી લેવો. યોગ્ય અવસરે જો કે તે ધર્મનુ આચરણ પણ કરે છે તો પણ તે હજુ અલ્પસંસારી થયેલ ન હોવાથી અવિરતિ સમકિત દૃષ્ટિપણે અથવા

દેશવિરતિપણે વર્તે છે સંસારને દુખરૂપ જાણ્યા છતા, વિષયને વિષરૂપ જાણ્યા છતા, વિષય કષાયના વિપાક મહા આકરા સમજ્યા છતા તે અવિરતિરૂપ કર્મના ( અપ્રત્યાખ્યાનાવરણી અથવા પ્રત્યાખ્યાનાવરણી કષાયના ) ઉદયથી ધર્મનુ આચરણ-ગ્રહણ અને પાલન પૂર્ણપણે કરી શકતા નથી આવા મધ્યમ જીવો નિરતર ધર્મમાર્ગમા આગળ વધવા ઉત્સુક હોય છે અને તેવો યોગ મળ્યે આત્માના પરિણામની વિશુદ્ધિ થવાથી આગળ વધ્યા વિના પણ રહેતા નથી

આ પ્રથમ ગાથાના સબધમા ગૌતમકુળકના બાળાવબોધમા નીચે પ્રમાણેની કથાઓ આપેલી છે

૧ દ્રવ્યોપાર્જનના તત્પરપણા ઉપર **ચારૂદત્તની** કથા

૨ શ્રોત્રેદ્રિયના વિષય ઉપર **રામ** નામના રાજપુત્રની કથા

૩ ચક્ષુઇંદ્રિયના પરવશપણા ઉપર શ્રેષ્ઠિ પુત્રની કથા

૪ ઘ્રાણેંદ્રિયના વિષયપર ગંધપ્રિયની કથા

૫ રસનેંદ્રિયના પરવશપણા ઉપર મધુપ્રિયની કથા

૬ સ્પર્શેંદ્રિયના વિષય ઉપર રાજકુમાર મહેંદ્રની કથા

૭ સામાન્યે મૈથુનસેવનની તીવ્રતા ઉપર ચંડપ્રદ્યોતન રાજાની કથા અને તદંતર્ગત 'જા સા સા સા' વાળા સોનીની કથા

૮ ક્ષમા ધારણ કરવા ઉપર દમદંત રાજર્ષિની કથા

૯ અધમ પુરૂષપણા ઉપર જિનચંદ્ર કુમારની કથા

---

હવે બીજી ગાથામાં પ્રથમ ગાથામાં બતાવેલા મનુષ્યો કરતા પ્રાયે વિપરીત સ્વભાવના પંડિતાદિ પુરૂષો કેવા હોય ? તે કહે છે

ते पंडिया जे विरया विरोहे,
ते साहुणो जे समयं चरंति ।
ते सत्तिणो जे न चलंति धम्मं,
ते बंधवा जे वसणे हवंति ।२।

અર્થ-( જે કે૦ ) જે પુરૂષ (વિરોહે કે૦) વિરોધ થકી ( વિરયા કે૦ ) વિરમ્યા-વિરામ પામ્યા ( તે કે૦ ) તે પુરૂષનેજ ( પંડિયા કે૦ ) પંડિત કહીએ ( જે કે૦ ) જે પુરૂષો ( સમયં કે૦ ) સિદ્ધાતમા કથન પ્રમાણે ( ચરંતિ કે૦ ) આચરણ કરે ( તે કે૦ ) તે પુરૂષનેજ ( સાહુણો કે૦ ) સાધુ કહીએ ( જે કે૦ ) જે મનુષ્યો ( ધમ્મ કે૦ ) ધર્મથી ( ન ચલંતિ કે૦ ) ચળિત થતા નથી તેમનેજ ( સત્તિણો કે૦ ) સત્ત્વવંત કહીએ અને ( જે કે૦ ) જે મનુષ્યો ( વસણે કે૦ ) વ્યસનમાં-કષ્ટમાં-આપત્તિમા પણ (હવંતિ

હે૦) સાથે રહે-સહાય કરે તેનેજ (બાંધવા
હે૦) અનુજન કહીએ ૨

વિવેચન-પ્રથમ પદમાં કહ્યું કે પંડિતો તેને કહીએ કે જે વિરોધથી વિરમે-વિરોધ ન કરે. વિરોધ કરવો તે કાંઈ સારી વાત નથી. આ સંસારમાં વિરોધ થવાના કારણો તો સ્ત્રી, લક્ષ્મી, સન્માન, અધિકાર વિગેરે ઘણાં છે. જેઓ અલ્પસત્વી અથવા દીર્ઘકાલીન વિચાર વિનાના હોય છે તેઓ તો વિરોધનું કારણ ઉપસ્થિત થાય કે તરતજ વિરોધ કરી નાખે છે, સંબંધ તોડી નાખે છે, પરસ્પરના અહિતમાં પ્રવર્તે છે અને કર્મબંધનો કે યશ અપયશનો પણ વિચાર કરતા નથી. પરંતુ એવે પ્રસંગે જેઓ પંડિત હોય છે-કૃત્યાકૃત્યના વિચારવાળા હોય છે, દીર્ઘદૃષ્ટિવાળા અર્થાત્ પરિણામ પર્યંત નજર પહોંચાડનારા હોય છે તેઓ ધીરજ રાખે છે,

એકદમ વિરોધ કરતા નથી અને લાભાલાભનો વિચાર કરી પરમ્પરના હિતમા પ્રવર્તે છે શાસ્ત્ર કાર એવા મનુષ્યનેજ પડિત કહે છે માત્ર શાસ્ત્રાભ્યાસ કરનારને કે વાણીના વાચાળપણાથી સભા રીઝવનારને પડિત કહેતા નથી વિરોધના પ્રેમીઓએ આ પદ ધ્યાન દેવા લાયક છે

ત્યારપછી સાધુ કોને કહેવા ? તે કહે છે તેમા સમય શબ્દના અનેક અર્થ થાય છે જે સમતાને ધારણ કરે તેનેજ સાધુ કહીએ, એ એક અર્થ છે કારણ કે શ્રામણ્યપણાનો સારજ ઉપ શમ સમતા કહેલ છે બીજો અર્થ સમયનો અવસર એવો થાય છે એટલે ઉત્સર્ગ અપવાદ બન્ને પ્રકારના માર્ગને જાણીને જે માર્ગે પ્રવ ર્તવાનો અવસર હોય તે માર્ગે પ્રવર્તે છે, ઉત્સર્ગને અવસરે અપવાદ માર્ગે કે અપવાદને અવસરે ઉત્સર્ગ માર્ગે ચાલતા નથી ત્રીજો અર્થ

સમય એટલે સિદ્ધાંત તેને અનુસારે-તેમાં ભતા
વેવા મુનિમાર્ગ પ્રમાણે વર્તે છે ગુરૂમહારાજ
પાસેથી બંને પ્રકારની-ગ્રહણા ને આસેવના
શિક્ષાને પામીને તેને અનુસરે છે યોગ્યતા
પ્રાપ્ત થયા અગાઉ ગુરૂકુળવાસને તજતા નથી.
સ્વેચ્છાચારી કે એકલવિહારી થતા નથી આવા
મુનિનેજ ખરા સાધુ કહીએ અહીં સાધુ શબ્દ
ઉત્તમ પુરૂષવાચક લઇએ તો ઉત્તમ જન પણ
તેજ કહેવાય છે કે જે સમયને ઓળખીને
જેમ યોગ્ય હોય તેમ પ્રવૃત્તિ કરે છે તેમના
આચરણ નિરંતર અનુકરણીય હોય છે અને
તેઓજ આદર્શ પુરૂષ ગણાય છે

ત્યારપછી સત્ત્વવંત કોને કહીએ ? તેના
ઉત્તરમાં કહે છે કે-તેનેજ સત્ત્વવંત કહીએ કે
જે ધર્મથી-પોતાની ફરજથી-સદાચરણથી ચળિત
થતા નથી આ જીવને ધર્મથી ચલિત થવાના

અનેક કારણો પ્રાપ્ત થાય છે કોઇપણ પ્રકારનો નિયમ ગ્રહણ કરવો તેમા સત્ત્વવાનપણુ નથી, પરંતુ લીધેલી પ્રતિજ્ઞાનો કે નિયમનો ગમે તેવા કષ્ટ પ્રસંગે પણ યથાર્થ નિર્વાહ કરવો-પ્રતિજ્ઞા કે નિયમનુ પ્રતિપાલન કરવુ-ભગ ન થવા દેવો એમાજ સત્ત્વવતપણુ છે એક સ્થાને કહ્યુ છે-' કેટલાક જીવો તો શિથિળ મનવાળા હોવાથી કોઈ પણ પ્રકારના નિયમો ગ્રહણ કરતાજ નથી, કેટલાક ગ્રહણ કર્યા બાદ કષ્ટ આવે તજી દેય છે, બાકી એવા સત્ત્વવત મનુષ્યો તો વિરલજ હોય છે કે જે કષ્ટ પ્રાપ્ત થયે-યાવત્ પ્રાણાત પ્રસંગે પણ લીધેલ નિયમને તજતા નથી એટલુજ નહિ પણ તેમા કથચિત્ ભગાભગરૂપ દૂષણ કે અતિચાર પણ લગાડતા નથી ' ઇન્દ્રિયોની ચપળતાથી તેમજ કુટુબીઓના આગ્રહથી કે સ્ત્રી પુત્રાદિકપરના મોહથી લીધેલા નિયમોમા દોષ

લગાડવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તેવે વખતે ખરેખર સ્વપરનું વિવેચન સમજી, પરને માટે-શરીરને માટે અથવા ઇંદ્રિયોને તૃપ્ત કરવા માટે લીધેલા નિયમોમાં દોષ લગાડવો કે તેનો સર્વથા ભંગ કરવો તે અપસત્ત્વી અથવા નિર્માલ્ય મનુષ્યનું લક્ષણ છે, માટે ખરા સત્ત્વવાનનું લક્ષણ પોતામાં દેખાઈ આવે તેમ કરવું. પરિણામે જેઓ ધર્મથી ચલિત થતા નથી તેજ ખરેખરા સત્ત્વવંત છે. આ પદનું વારંવાર મનન કર્યા કરવું.

માટે ચોથા પદમાં કહે છે કે-'કષ્ટને વખતે-કોઈ પ્રકારની ઉપાધિ આવી પડે ત્યારે જે સાથે રહે-વિખુટા પડી ન જાય-કષ્ટને દૂર કરવા માટે બની શકે તેટલો પ્રયત્ન કરે તેજ ખરા બાંધવ છે.' આપત્તિ અથવા ઉપાધિના બે પ્રકાર છે. નિર્ધન થવું, વ્યાધિગ્રસ્ત થવું, રાજ્ય તરફથી ગુન્હેગાર ઠરવું, વહાણાનો

વિયોગ થવો, બીજા કોઇ પ્રકારના અનિષ્ટની પ્રાપ્તિ થવી-એ બધી દ્રવ્ય ઉપાધિ કહેવાય છે અને ધર્મથી વિમુખ થવુ, દુર્વ્યસનમા પડી જવુ, દુર્જનોની સગતિથી ઉન્માર્ગી થવુ-ઇત્યાદિ ભાવ ઉપાધિ કહેવાય છે એ બને પ્રકારની ઉપાધિમા આપણુને તજી ન દેતા દ્રવ્યઉપાધિને પ્રસગે આશ્વાસન આપે, તેને ટાળવાના યોગ્ય ઉપાયો કરે, દ્રવ્યાદિકની સહાય આપે અને જેમ બને તેમ ઉપાધિ દૂર કરવાનો પ્રયત્ન કરે ભાવઉપાધિને પ્રસંગે સદુપદેશ આપે, સદ્‌ગુરૂની જોગવાઈ કરી આપે, દુરાચરણીની સગત છોડાવે, દુર્વ્યસનથી પ્રાપ્ત થતા કષ્ટોનુ ભાન કરાવે, દુર્ગતિનો સાચેસાચો ભય સમજાવે-ઇત્યાદિ પ્રયત્નોથી ભાવઉપાધિ દૂર કરે આવા મનુષ્યનેજ ખરો બધુ સમજવો માત્ર સાથે જન્મવાથી કે એકમાતા હોવાથી ખરો બધુ કહેવાતો નથી, પણ એક માતાપિતાનો પુત્ર

હો અથવા અન્ય હો પણ જે આપણી ઉપાધિ દૂર કરવા માટે બનતો પ્રયત્ન કરે, કષ્ટને વખતે પડખે આવીને ઉભો રહે-એકલા પડી જવા ન દે તેનેજ ખરો બાંધવ સમજવો.

ઉપર જણાવેલા પ્રસંગમાં સર્વ ઉપાધિને પ્રસંગે ક્રોધાદિ કષાયોને દૂર કરવાની-એ ઉપાધિમાંથી છુટવા માટે જરૂર પડે છે, તેથી તેને ઉદ્દેશીને ક્રોધાદિ કષાયોથી પ્રાપ્ત થતા તાત્કાલિક પરિણામો ત્રીજી ગાથામાં બતાવે છે —

આ ત્રીજી ગાથાના સંબંધમાં નીચે જણાવેલ કથાઓ છે

૧ ક્રોધથી વિરામ પામી વૈર વિરોધ ખમાવ્યા ઉપર પ્રથમ પ્રભુના પૌત્ર દ્રાવિડવારિખિલ્લની કથા.

૨ સિદ્ધાંત પ્રમાણે વર્તે તેજ સાધુ કહેવાય તે ઉપર મહેંદ્ર રાજા અને તેના પરિવારની કથા

૩ બીજો અર્થમા સમતા ધારણ કરે તે સાધુ–તે ઉપર અર્જુન માળીની કથા

૪ ત્રીજો અર્થ ઉત્સર્ગ અપવાદ માર્ગ જાણીને અવંભરોચિત માર્ગે વર્તવા ઉપર મુનિચંદ્ર મુનિની કથા

૫ ચોથો અર્થ સ્વસમય પરસમયના જાણ હોય તેજ સાધુ કહેવાય તે ઉપર ગોષ્ટામાહિલની કથા

૬ ખરો સત્ત્વવંત હોય તે ધર્મથી ન ચળે તે ઉપર લવિતાંગકુમારની કથા

૭ આપત્તિમાંથી નિસ્તાર કરે તેજ બાંધવ–તે ઉપર સિંહ ને વસંત બે ભાઈઓની કથા

कोहाभिभूया न सुहं लहंति,
माणंसिणो सोयपरा हवंति ।
मायाविणो हुंति परस्स पेसा,
लुद्धा महिच्छा न रयं रविंति ॥३॥

હો અથવા અન્ય હો પણુ જે આપણી ઉપાધિ' દૂર કરવા માટે બનતો પ્રયત્ન કરે, કષ્ટને વખતે પડખે આવીને ઉભો રહે—એકલા પડી જવા ન દે તેનેજ ખરો બાધવ સમજવો

ઉપર જણાવેલા પ્રસગમા ભાવઉપાધિને પ્રસગે ક્રોધાદિ કષાયોને દૂર કરવા ी—એ ઉપાધિમાથી છુટવા માટે જરૂર પડે છે, તેથી તેને ઉદ્દેશીને ક્રોધાદિ કષાયોથી પ્રાપ્ત થતા તાત્કાળિક પરિણામો ત્રીજી ગાથામા બતાવે છે —

આ ત્રીજી ગાથાના સબધમા નીચે જણાવેલ કથાઓ છે

૧ ક્રોધથી વિરામ પામી વૈર વિરોધ ખમાવ્યા ઉપર પ્રથમ પ્રભુના પૌત્ર દ્રાવિડવારિખિલ્લની કથા

૨ સિદ્ધાત પ્રમાણે વર્તે તેજ સાધુ કહેવાય તે ઉપર મહેદ્ર રાજા અને તેના પરિવારની કથા

૩ બીજા અર્થમાં મમતા ધારણ કરે તે સાધુ-તે ઉપર અર્જુન માળીની કથા

૪ ત્રીજો અર્થ ઉત્સર્ગ અપવાદ માર્ગ જાણીને અવસરોચિત માર્ગે વર્તવા ઉપર મુનિચંદ્ર મુનિની કથા

૫ ચોથો અર્થ સ્વસમય પરસમયના જાણ હોય તેજ સાધુ કહેવાય તે ઉપર ગોષ્ઠામાહિલની કથા

૬ ખરો સત્ત્વવંત હોય તે ધર્મથી ન ચળે તે ઉપર લલિતાંગકુમારની કથા

૭ આપત્તિમાંથી નિસ્તાર કરે તેજ બંધવ-તે ઉપર સિંહ ને વસંત બે ભાઈઓની કથા

कोहाभिभूया न सुहं लहंति,
माणंसिणो सोयपरा हवंति ।
मायाविणो हुंति परस्स पेसा,
लुद्धा महिच्छा न रयं उविंति ॥३॥

**અર્થ**—( કોહાભિભૂયા કે૦ ) ક્રોધથી વ્યાપ્ત થયેલા અથવા ક્રોધથી પરાભવ પામેલા મનુષ્યો ( સુહ કે૦ ) સુખને અથવા શુભને-કલ્યાણને ( ન લહંતિ કે૦ ) પામતા નથી ( માણુસિણો કે૦ ) અભિમાની મનુષ્યો ( સોય પરા હવંતિ કે૦ ) શોકના પરાભવને પામે છે અથવા શોચ જે પસ્તાવો તેમાં તત્પર થવુ પડે છે ( માયાવિણો કે૦ ) માયાવી મનુષ્યો ( પરસ્સ કે૦ ) અ યના ( પેસા કે૦ ) પ્રેષ્યા સેવકો ( હુંતિ કે૦ ) થાય છે અને ( લુદ્ધા કે૦ ) લુબ્ધ-લોભી એવા ( મહિચ્છા કે૦ ) મોટી ઈચ્છાવાળા-તીવ્ર લોભવાળા મનુષ્યો ( નરય કે૦ ) નરક પ્રત્યે ( ઉવિંતિ કે૦ ) જાય છે, અથવા ( ન રય ઉવિંતિ કે૦ ) રતિને-સુખને આનંદને પામતા નથી ૩

**વિવેચન**—ક્રોધથી પરાભવ પામેલા-નિત્ય ક્રોધથી ધમધમતા મનુષ્યોને સુખ કે શાંતિ

હોતી નથી તેઓ તો નિરંતર પારકા અનિષ્ટના ચિંતવનમાં-પારકું અનિષ્ટ કરવામાં તત્પરજ હોય છે તેમના ચિત્તને કોઇ પ્રકારે શાંતિ વળતીજ નથી શાસ્ત્રકાર કહે છે કે- 'ક્રોધ પરિતાપ ઉત્પન્ન કરનાર છે, સર્વને ઉદ્વેગ કર નાર છે, વૈરને વધારનાર છે અને સદ્‌ગતિને હણનાર છે' વળી અન્યત્ર કહ્યું છે કે-'ક્રોધ સમાન બીજો કોઇ આ આત્માનો વૈરી નથી' ક્રોધના વિપાક અનેક જીવોએ મહા માઠા અનુભવેલા છે જૈન શાસ્ત્રકાર તો 'ક્રોડ પૂર્વ-પર્યંત પાળેલ ચારિત્રનું ફળ પણ બે ઘડીના ક્રોધથી નાશ પામે છે' એમ કહે છે ક્રોધ કરવાની ટેવ પડી ગયા પછી તેને તજવી મુશ્કેલ પડે છે મહજ વાતમાં ક્રોધ ઉત્પન્ન થઇ જાય છે પરિણામે તેઓ દુઃખના ભાજનજ થાય છે

અભિમાનીઓ શોકથી પરાભવ પામે છે તેનું કારણ એ છે કે કોઈ પણ પ્રકારના ગુણની

અપૂર્ણતા હોય છે ત્યારેજ અભિમાન થાય છે, પૂર્ણગુણી તો અભિમાન કરતાજ નથી આઠે પ્રકારના મદનો પણ આમાજ સમાવેશ થાય છે અભિમાની મનુષ્યને જ્યારે તે માનભંગ થાય છે-તેના કરતા વધારે શક્તિવાન તેનું અભિમાન તોડે છે ત્યારે પારાવાર શોક થાય છે એવા માનભંગ થયેલા મનુષ્યો પ્રાણત્યાગ પણ કરી નાખે છે તેમને શોચ અથવા પસ્તાવો તો અવશ્ય થાય છે ખરી રીતે વિચારતા આ સંસારમા ધન, વિદ્યા, અધિકાર કે અન્ય કોઈ પણ પ્રકારના ગુણો અભિમાન કરવા લાયક છેજ નહીં કારણકે એવા અભિમાનીથી અધિક ધનવાન, વિદ્યાવાન, ગુણવાન અથવા ઉચ્ચ અધિકારી હોયજ છે, તો પછી અભિમાન શેનુ કરવુ ? ઉત્તમ જનો તો કોઇ પણ વસ્તુનુ કે ગુણનુ અભિમાન કરતાજ નથી તેઓ તો પોતાનાથી અધિકને જોઇને-જાણીને પોતામા

ન્યૂનતાજ માને છે, તેથી તેમને કદી પણ શોક પામવાપણું થતું નથી

માયાવી પુરૂષોને પરના દાસપણુ આ ભવમા તેમજ પરભવમા પ્રાપ્ત થાય છે માયા કપટી મનુષ્ય એકવાર તો કદી બીજાને ઠગીને પોતાની ધાર ણામા ફાવી જાય છે, પરન્તુ પરિણામે તેનુ કપટ ઉઘાડુ પડે છે–પડ્યા વિના રહેતુજ નથી તે વખતે તે બહુ હલકો પડે છે અને પરિણામે પરના દાસપણુ પ્રાપ્ત થાય છે જૈન શાસ્ત્રકાર તો માયામા મિથ્યાત્વનોજ સ ભવ કહે છે સમકિતી જીવ પ્રાયે માયા કરતાજ નથી, તેઓ સરલ સ્વભાવીજ હોય છે સરલ સ્વભાવીજ અનેક ગુણો મેળવી શકે છે સમકિતની પ્રાપ્તિમા તો તેની ખાસ જરૂર છે ઉદયરત્નજી માયાની સઝાયમા પણ લાવ્યા છે કે–' માયામા સમકિત વસેજી, માયામા મિથ્યાત્વ ' આ માયા મિથ્યાત્વ સાથે

લડાવાથી ૧૭ મુ પાપસ્થાનક થાય છે તેને માટે વધારેલા વિષની ઉપમા આપી છે તેથી તે ખાસ ત્યાજ્ય છે

ચોથા પદમા લોભાભિભૂત મનુષ્યો નર્કે જાય છે એમ કહે છે તેનુ કારણ એ છે કે—લોભના પરવશપણાથી મનુષ્યો અનેક પ્રકારના પાપકાર્યનુ આચરણ કરે છે, કમાદાનો સેવે છે, ન કરવાના કાર્યો કરે છે, વિશ્વાસઘાત કરતા પણ ડરતા નથી, એથી તે એવો દઢ કર્મબધ કરે છે કે જેથી તેને પરિણામે તેને નરક તિર્ય ચાદિ દુર્ગતિની પ્રાપ્તિજ થાય છે લોભના પરવશપણાથી ભરત બાહુબળ જેવા પ્રભુના પુત્ર કે દ્રાવિડ વારિખીલ્લ જેવા પૌત્ર અને કુણિક જેવા પ્રભુભક્ત જો પરસ્પર લડે અથવા અસખ્યાતબધ મનુષ્યાદિકનો વિનાશ કરે તો બીજાનુ શુ કહેવુ ? લોભને પ્રથમ ગાથાના અર્થમા સર્વવિનાશી

કહ્યો છે, માટે જેમ બને તેમ મ તોષના ખપી થવુ અને લોભને તજવો લોભનો સ્વભાવ એવો વિચિત્ર છે કે ઇચ્છા પ્રમાણે પ્રાપ્તિ થયા છતા પણ તે વૃદ્ધિ પામે છે તેથીજ કહ્યુ છે કે-

यथा लाहो तथा लोहो, लाहाल्लोहो त्तिवड्ढर

અર્થાત્ 'જેમ જેમ લાભ થાય છે તેમ તેમ લોભ થાય છે, લાભથી લોભ વૃદ્ધિ પામે છે' લોભરૂપી અગ્નિ એવો છે કે તેમા જેમ જેમ પૂર્ત્તિ થાય તેમ તેમ તે વૃદ્ધિ પામે છે આ પ્રમાણે હોવાથી જેમ બને તેમ લોભને કમી કરવાનો-તજવાનો પ્રયત્ન કરવો

આ ત્રીજી ગાથાને અંગે નીચે પ્રમાણે કથાઓ છે

૧ ક્રોધ ઉપર શુ૦ બ્રાહ્મણની કથા
૨ માન ઉપર ઉજ્ઝિત કુમારની કથા
૩ માયા ઉપર શ્રેષ્ઠીપુત્રી પદ્મિનીની કથા
૪ લોભ ઉપર કોણિક રાજાની કથા,

હવે પછી માનુ ક્રોધાદિ ચાર કષાયનેજ વિશેષ ઓળખવા માટે તેને અનુચરતીજ હકીકત ચોથી ગાથામા કહે છે —

कोहो विस किं अमयं अहिंमा,
माणो अरी किं हियमप्पमाओ।
माया भय किं सरण तु सच्चं,
लोहो दुहो किं सुहमाह तुट्ठि॥४॥

અર્થ— આ ગથામા પ્રશ્નોત્તરરૂપે ઉપદેશ છે શિષ્ય પૂછે છે કે હે મહારાજ! (વિસ કિં) ઝેર શુ? ગુરૂ કહે છે (કોહોહે૦) ક્રોધ (અમય કિં?) અમૃત શુ? (અહિંસા કે૦) દયા (અરી કિં કે૦) શત્રુ કોણ? (માણો કે૦) માન (હિય કિં કે૦)હિત શુ?(અપ્પમાઓ કે૦) અપ્રમાદ (ભય કિં કે૦) ભય શુ? (માયા કે૦)

માયા (તુ કે૦) વળી(મગણ કિ દે૦) શગણ શું? (સચ્ચં કે૦) સત્ય (દુહા કિ કે૦) દુખ શું? (લોહો કે૦) લોભ અને (સુહ આહ કે૦) સુખ કહો શું? (તુઠ્ઠિ,ઠે૦) સતોષ ૪

વિવેચન—ગુરૂ મહારાજને શિષ્ય પૂછે છે કે-'હે ભગવન્! આ જગતમા ખરેખરૂ વિષ ઝેર શુ?' એટલે ગુરૂ કહેછે કે-'ક્રોધ એજ ખરૂ વિષ છે' વિષ તો એક ભવમાજ મારે છે અને ક્રોધરૂપ વિષ તો અનેક ભવમા આ જીવને મૃત્યુ પમાડે છે, ક્રોધ આ જીવને એટેવી હાનિ કરે છે કે તેનુ પ્રમાણ બાધી શકાતુ નથી ક્રોધને લઇને આ જીવ દુર્ધ્યાન-પરાયણ થાય છે, તેથી અન્યને હાનિ કર્યા અગાઉ પ્રથમ તો પોતાનેજ-પોતાના આત્મગુણનેજ હાનિ કરે છે તે ઉપર શાસ્ત્રકાર કહે છે કે-'આગ ઉઠે જે ઘર થકી, તે પહેલુ ઘર બાળે,'

ઉપજે છે જુઓ મરિચી ૩ લાભનો મદ કર નાર લાભનો વિનાશ પ્રાપ્ત કરે છે જુઓ સુભૂમ ચક્રી ૪ બળનો મદ કરનાર બળમા હીનતા પામે છે જુઓ શ્રેણિકાદિ ૫ રૂપનો મદ કરનાર કુરૂપપણાને-વ્યાધિગ્રસ્તપણાને પામે છે જુઓ સનત્કુમાર ચક્રી ૬ ઐશ્વર્યનો મદ કરનાર બીજા વિશેષ ઐશ્વર્યવાળાથી હીનપણાને પામે છે જુઓ દશાર્ણભદ્ર ૭ તપનો મદ કર નાર તપના ભ્રંશને પામે છે જુઓ નંદિષેણ. અને ૮ શ્રુતનો મદ કરનાર વિશેષ શ્રુત મેળ વવામાથી બાતલ થાય છે જુઓ સ્થૂલિભદ્ર

ચોથો પ્રશ્ન શિષ્ય પૂછે છે કે-' જો માન શત્રુરૂપ છે, તો પછી હિત અથવા હિતકારી શુ છે?' ગુરૂ કહે છે કે-'ખરૂ હિત અપ્રમાદીપણામા છે ' અપ્રમાદજ ખરૂ હિત કરે છે પ્રમાદ મુખ્યત્વે પાચ છે મદ્ય, વિષય, કષાય, નિદ્રા ને

વિકથા-આ પાંચ પ્રમાદને વશ પડેલા જીવો પોતાનુ હિત ચિંતવી શકતા નથી પરંતુ જેઓ અપ્રમાદી હોય છે-સાવધ રહેનારા હોય છે તેઓજ, આત્માના હિતનુ ચિંતવન કરનારા હોય છે તેઓ સત્ય તત્ત્વને સમજીને આચર ણામા મૂકે છે, તેથી ખરૂં હિતકારી અપ્રમા દીપણાનેજ કહેલુ છે

પાચમો પ્રશ્ન 'ભય શુ છે?' એવો કરતા તેનો ઉત્તરમા 'માયાનેજ ભયરૂપ કહેલ છે' માયાવડે બીજાને ઠગવુ અથવા કોઈને મિથ્યા આળ દેવુ તેજ ખરેખરો ભય છે માયા અનેક પ્રકારની હાનિ કરનાર છે તેથીજ તેને ભયરૂપ કહેલ છે આ વિષય બહુ વિચારણીય છે કાર ણકે માયા કરનારમા બીજા કષાયવાળા કરતા કલુષભાવ વધારે હોવાનો સભવ છે

છઠ્ઠો પ્રશ્ન એવો છે કે-' જો માયા ભયરૂપ

છે તો ભયવાળાને શરણુની અપેક્ષા હોવાથી શરણુરૂપ શુ છે?' ગુરૂ કહે છે કે-' ખરૂ શરણુ ભૂત સત્ય છે ' જે મનુષ્યે સત્યનુ શરણુ કર્યું અથાત્ સત્ય બોલવાનો નિર્ણય કર્યો તેને પછી કાઈનો ભય રહેતોજ નથી ભય માત્ર અસત્યમા તેમજ માયાભાવમા છે સત્યને ભય શો? સત્ય વાદીની તો દેવો પણુ સેવા કરે છે સત્યનુ બળ અપરિમિત છે, પરતુ એવુ ઉચા પ્રકારનુ સત્ય જાળવવુ બહુ મુશ્કેલ છે હૃદયમા અનેક પ્રકારના સકલ્પવિકલ્પ-કાવાદાવા કે આર્ત્ત ધ્યાન અસત્ય બોલનારને-માયા કપટ કરનારને કરવા પડે છે સત્યવાદીને એમાનૂ કાઈ ન હોવાથી એ નિરતર નિર્ભય છે તેથી ખરૂ શરણુ કરવા લાયક સત્યજ છે

સાતમો પ્રશ્ન એવો કરે છે કે-' આ જગતમા દુ ખરૂપ શુ છે ? ગુરૂ કહે છે લોભજ

દુ ખરૂપ છે સર્વ પ્રકારના દુ ખો લોભની પરંપરામાથી-તેની તીવ્રતામાથીજ ઉદ્ભવે છે કેટલાક પ્રકારના દુ:ખ તો લોભી મનુષ્યો જાતે હોશે ભોગવે છે, છતા તેને લોભના આવેશમા તે દુ ખરૂપ લાગતા નથી પછી જ્યારે પોતાની ધારણામા-લોભવૃત્તિમા નિરાશ થાય છે ત્યારે તેને તે દુ ખોનુ ભાન થાય છે દ્રવ્યોપાર્જનની તીવ્રતાવાળા એટલી જાતના પાપકાર્યો કરે છે, કર્માદાનના વ્યાપારાદિ કરે છે કે જેથી ઘણો અશુભ કર્મબધ કરે છે અને તેને પરિણામે આગામી ભવે પણ ઘણું દુ ખ પામે છે તેથી શાસ્ત્રકાર તો લોભનેજ દુ ખરૂપ કહે છે

આઠમો પ્રશ્ન દુ ખી માણસ સુખને ઇચ્છતો હોવાથી સુખ શુ છે ? તે પૂછે છે ' તેના ઉત્તરમા ગુરૂમહારાજ કહે છે કે-' ખરૂ સુખ સતોષમાજ છે ' અર્થાત્ સતોષ તે સુખરૂપજ છે સતો

પીને જે સુખ છે તેની તુલના કોઈની સાથે થઈ શકે તેમ નથી લોભની સામે સતોષ એટલાજ માટે મૂકવામા આવેલ છે કે લોભીને જેટલા દુખો છે તેટલા સતોષીને સુખો છે સતોષીના ચિત્તમા નિરતર નિવૃત્તિ હોય છે, ઉદ્વેગ કોઇ પ્રકારનો હોતો નથી આજીવિકા વિગેરેનુ જેને સુખ હોય તેને સતોષ રાખવા યોગ્ય છે અતિ લોભ કરવાથી ભાગ્યથી વિશેષ મળી શકતું નથી, ફોગટ કર્મબધ થાય છે સતોષને શાસ્ત્રકારે સુરતરૂની ઉપમા આપી છે સુરતરૂ એટલે કલ્પવૃક્ષ જેમ વાચ્છિત માત્ર પૂરે છે તેમ સતોષીને સર્વ પ્રકારના સુખો સ્વયમેવ પ્રાપ્ત થાય છે

આ ગાથામા બતાવેલા આઠે પ્રશ્નના ઉત્તરો ખાસ વિચારણીય છે એનુ મનન ખાસ હિતકારક થાય તેમ છે

-ચોથી ગાથા ઉપર નીચે પ્રમાણે કથાઓ કહેલી છે

૧ ક્રોધ તેજ વિષરૂપ છે, તે ઉપર સ્કંદ કાચાર્યની કથા

૨ અહિંસા તેજ અમૃતરૂપ છે, તે ઉપર ભીમકુમારની કથા

( આઠ પ્રકારના મદ ઉપર આઠ કથા વાળાના નામ વિવેચનમા લખ્યા છે )

૩ સામાન્યે મદ ઉપર બાહુબળિની કથા

૪ અપ્રમાદ ઉપર ચડા ને સગ-આના ને દીકરાની કથા

-૫ માયા તેજ ભય છે તે ઉપર સવાગ સુદરીની કથા

૬ સત્ય તેજ શરણભૂત છે તે ઉપર કાળિકાચાર્યની કથા

૭ અતિ લોભ ઉપર નરકગામી મમ્મણ શેઠની કથા

૮ સંતોષ ઉપરાંત સુખ નથી, તે ઉપર કપીલ કેવળીની કથા

હવે પાચમી ગાથા જુદા વિષય ઉપરજ કહેવામા આવે છે

बुद्धि अचड भयए विणीय,
कुद्ध कुसील भयए अकित्ती ।
संभिन्नचित्त भयए अलच्छी,
सच्चे ठियम भयए सिरीय ॥५॥

અર્થ—(વિણીય કે૦) વિનીત અને (અચડ કે૦) સૌમ્ય પરિણામીને (બુદ્ધિ કે૦) બુદ્ધિ (ભયએ કે૦) ભજે છે–સેવે છે (કુદ્ધ કે૦) ક્રોધી અને (કુસીલ કે૦) કુશીળીયાને–દુરાચારીને (અકિત્તી કે૦) અપકીર્તિ (ભયએ કે૦) ભજે છે અર્થાત્ તેની

સર્વત્ર અપકીર્ત્તિ થાય છે (અભિન્નચિત્તં કે૦) અદ્દઢ ચિત્તવાળાને તેમજ કષાયાદિથી ભેદાયેલા ચિત્તવાળાને (અલચ્છી કે૦) દરિદ્રતા (ભયએ કે૦) ભજે છે અને (સચ્ચે ઠિયસ) સત્યમા સ્થિત થયેલા મનુષ્યને (સિરીય કે૦) શ્રી-લક્ષ્મી (ભયએ કે૦) ભજે છે અર્થાત્ સત્યવાદી મનુષ્ય સહેજે લક્ષ્મીવત થાય છે ૫.

**વિવેચન**-વિનીત અને શાતસ્વભાવી, મનુષ્યને બુદ્ધિ ભજે છે તેનો તાત્પર્ય એ છે કે-વિનયથીજ વિદ્યા મળે છે અને વિદ્યાથીજ બુદ્ધિમા વૃદ્ધિ થાય છે વળી એક સરખા ભણેલામા પણ વિનયવતને બુદ્ધિની જાગૃતિ વિશેષ થવાથી વિદ્યા ઘણી સ્ફુરાયમાન થાય છે વૈનયિકી બુદ્ધિ ઉપર આપેલા બે શિષ્યોનુ દષ્ટાત એ હકીકતનેજ પુષ્ટ કરે છે વળી સૌમ્ય એટલે શાતસ્વભાવીને બુદ્ધિ સ્ફુરાયમાન થાય છે તેનુ કારણ

પણ એજ છે કે જ્યા શાતભાવ હોય છે ત્યાજ વિદ્યા ને બુદ્ધિ બ ને ઠરે છે-સ્થિર થાય છે ક્રોધી કે ઉગ્ર ખવ સ્વભાવવાળામા વિદ્યા ટકતી નથી, બુદ્ધિ સ્ફુરાયમાન થતી નથી, ઉલટી બહેર મારી જાય છે, માટે બુદ્ધિના ખપીએ વિનીત અને શાત થવુ

ત્યારપછી ક્રોધી અને કુશીળને અપકીર્ત્તિ મળે છે એમ કહ્યુ છે તે હકીકત તો પ્રત્યક્ષજ છે કે ક્રોધી મનુષ્યોને કાર્યાકાર્યનુ-કર્ત્તવ્યા-કર્ત્તવ્યનુ ભાન રહેતુ નથી, તેથી તે ક્રોધના આવેશમા એવુ અકાર્ય કરી નાખે છે કે જેથી તેની અપકીર્ત્તિ થાય તેમા કાઇ નવાઇ નથી વળી કુશીલ એટલે અસદાચારી મનુષ્યની અપ કીર્ત્તિ થાય તેમા પણ કાઇ આશ્ચર્ય નથી અસ-દાચારના અનેક પ્રકાર છે તેમા અસત્ય બોલવુ, વિશ્વાસઘાત કરવો, ઠગાઇ કરવી, ખોટી સાક્ષી

પુરવી, વ્યાપારાદિકમા અપ્રમાણિકપણુ કરવું, પરસ્રીલપટ થવુ, કૃપણ થવુ, અતિ લોભી થવુ ઇત્યાદિ અસદાચારના અનેક પ્રકાર છે તે બધા અપકીર્ત્તિ કરાવે તેવાજ છે, માટે યશકીર્ત્તિના ઇચ્છકે અથવા ભવભીરૂએ તો અવશ્ય સદાચારી થવુ અને ક્રોધને તજી દઇ ક્ષમા ધારણ કરવી સ્વાભાવિકજ ક્ષમાશીળ થવુ

ત્યારપછી ભગ્નચિત્તવાળાને-અસ્થિર ચિત્તવાળાને-કષાયાદિકથી વ્યાપ્ત ચિત્તવાળાને અલક્ષ્મી ભજે છે, એટલે લક્ષ્મી તેનાથી દૂર જાય છે અને દરિદ્રતા આવે છે આ હકીકત સહેજે સમજાય તેવી છે લક્ષ્મીની પ્રાપ્તિ માટે ખાસ કરીને ચિત્તની અસ્થિરતા તથા કષાયને તજી દઇને ન્યાયનીતિનો-પ્રમાણિકપણાનો આદર કરવો જોઇએ તેનો જ્યા આદર ન હોય-તેનાથી વિપરીત ભાવ વર્તતો હોય ત્યા

અવસ્થીની પ્રાપ્તિજ થાય, લક્ષ્મી તેવા મનુષ્યને ભજે નહીં. કેમકે તે પણ પોતાનુ સ્થાન ઉત્તમ શોધે છે ઘણી વખત આમા બતાવેલા ક્યાથી કે અન્યચિત્તવાળા પાસે પણ લક્ષ્મી દેખાય છે પરંતુ તે તેના પૂર્વકર્મનું ફળ છે અને તે લક્ષ દીર્ઘ કાળ ટકતી નથી એટલુ તો ચોકસ છે તેમજ સુખરૂપ પણ થતી નથી

પ્રાતે ચોથા પાદમા કહે છે કે-સત્ય આશ્રયવાળાને લક્ષ્મી ભજે છે અર્થાત્ સ્વ આવીને મળે છે સત્ય છે તે લક્ષ્મીને આ ર્ષણ કરવા માટે લોહચુબક સમાન છે, પ એવુ ઉંચા પ્રકારનુ સત્ય રાખવુ ઘણુ મુશ્કે છે કારણ પડ્યા વિના તો ઘણા સત્યવાદી જણા છે પણ કારણ પડ્યે-કષ્ટ આવ્યે, નુકશાની સભવ જણાયે, પ્રાણાત કષ્ટની સભાવના થ પણ જે સત્ય બોલવું તે ઘણું મુશ્કેલ છે તે

વખતે મયણાસુંદરી તેમજ(     )રાજાની સ્રી વિગેરેની જેમ સત્ય બોલનાર તેજ ખરા સત્યવાદી છે એવા સત્યવાદીને લક્ષ્મી ભજે અથવા તેના સંકટ માત્ર દૂર જાય અને આપત્તિ સંપત્તિરૂપે પરિણામ પામે તેમા નવાઈ નથી

પાંચમી ગાથા ઉપર આ પ્રમાણે કથાઓ છે

૧ અચંડ-સૌમ્યસ્વભાવી હોય તેને વિદ્યા ભજે, તે ઉપર જવ રાજર્ષિની કથા

૨ વિનયવંતને વિદ્યા ભજે, તે ઉપર સિદ્ધ સાધુની કથા

૩ ક્રોધીને અપકીર્તિ ભજે, તે ઉપર કુળ વાલુઆની કથા

૪ કુશીળીઆને અપકીર્તિ ભજે, તે ઉપર જરાજાની કથા

૫ સંભિન્નચિત્તવાળાને અલક્ષ્મી ભજે તે ઉપર શુર વિપ્રની કથા

૬ સત્યવતને લક્ષ્મી ભજે તે ઉપર મકર ધ્વજની કથા

પાચમી ગાથામા અસત્ય બોલનારને લક્ષ્મી ભજે છે એમ કહ્યું છે, તેવા અસત્ય બોલના પ્રાયે કૃતઘ્ન હોય છે, તેથી કૃતઘ્નની સ્થિ સૂચવનાર છઠ્ઠી ગાથા કહે છે

चयति मित्ताणि नरं कयग्घ,
चयति पावाइ मुणि जयतं ।
चयति सुक्काणि सराणि हंसा,
चयेइ बुद्धी कुविय मणुस्सं ॥ ६ ॥

અર્થ-( કય ઘ નર કે૦ ) કૃતઘ્ન એ મનુષ્યને ( મિત્તાણિ કે૦) મિત્રો (ચયતિ કે૦ તજે છે (જયત કે૦) યતનાવત એવા ( મુણિ કે૦) મુનિ પ્રત્યે (પાવાઈ કે૦) પાપો (ચયતિ કે૦

જે છે (સુક્ષાણિ કે૦) સુકા એવા (સરાણિ કે૦) રોવરને (હસા કે૦) હસો (ચયતિ કે૦) જે છે અને (કુવિય કે૦) કોપાયમાન ાવા (મણુસ્સ કે૦) મનુષ્યને (બુદ્ધિ કે૦) દ્ધિ (ચયેઈ કે૦) તજે છે ૬

**વિવેચન**–કૃતઘ્ન એટલે કર્યા ગુણનો નહીં ાણનાર એટલુજ નહીં પણ ઉપકાર ઉપર ાપકાર કરનાર એવા મનુષ્યને મિત્રો તજે તેમા વાઈ શી ? કારણકે તેના મિત્રો પણ એક કાર્ય ાપરથી જાણી જાય કે–' આણે જેવુ આની ાથે કૃતઘ્નપણુ કર્યુ એવુ આપણી સાથે ાણ કરશે, માટે એનો સગ છાડી દેવો તેજ ોગ્ય છે ' આવા વિચારથી ક્રમેક્રમે કૃતઘ્નીના ાર્વે મિત્રો તેને તજી દે છે કૃતઘ્નીની ગણત્રી મહા પાપીઓની પક્તિમા થાય છે, કેમકે ઉપ કારીની ઉપર ઉપકાર કરવો એ તો મધ્યમ જનનુ

કાર્ય છે, ઉત્તમ જનો તો અપકારીની ઉપર પણ ઉપકાર કરીને તેને શરમાવી નાખે છે દયા ગુણને-લાભને ન જાણવો એજ અધમપણુ છે તો પછી ઉપકારી ઉપર પણ અપકાર કરવો-કૃતઘ્ન થવુ તે તો અધમાધમનુજ લક્ષણ છે

ત્યારપછી જયણાવંત-દયામા તત્પર, વીર્ય જીવની દયાના પાળનારા મુનિરાજને પાપો તજે છે તેના સર્વ પાપો નાશ પામે છે એમ કહ્યું છે, તે પણ સ્વતસિદ્ધ જેવુ છે મુનિરાજને ધર્મજ દરેક કાર્ય જયણાપૂર્વક કરવાનો છે આ જયણાના માત્ર દયા પાળવા ઉપરાંત બીજા પણ અનેક પ્રકારો છે શાસ્ત્રમા કહ્યું છે કે મુનિ જયણાથી ચાલે જયણાથી ઉભા રહે, જય ણાથી બેસે, જયણાથી સુએ, જયણાથી જમે અને જયણાથી બોલે એમ કરવાથી પાપકર્મ બાધે નહી. આટલી હકીકત ઉપરાંત બોલવા

વિગેરેમા જે સત્યવાદીપણું, મૂર્છારહિતપણું; બ્રહ્મચારીપણુ-આ બધાનો પણ જયણામા સમાવેશ થાય છે આવા મુનિને પાપ હોય તે તજે ને નવા ન બધાય એમા જરા પણ આશ્ચર્ય જેવુ નથી

ત્યારપછી સુકા પાણી વિનાના થયેલા સરોવરને હંસો તજે છે એમ કહ્યુ છે તેના ઉપનયમા હંસ એટલે આત્મા તે સુકા એટલે આયુષ્ય પૂરા થયેલા-આયુરૂપી જળ ખુટી ગયેલા સરોવરરૂપ શરીરને તજે છે એમ સમજવુ તે ઉપરથી આ સસારની સ્થિતિ અસ્થિર છે, આયુષ્ય પુરૂ થયે સર્વ તજી દઇને એકલા ચાલ્યા જવાનુ છે, એમા રાજા કે રાકની તેમજ દેવ કે ચક્રવર્તીની એક સરખીજ સ્થિતિ છે, એમ સમજી ઉત્તમ પ્રાણીએ ધર્મ કરવામા તત્પર થવુ-રહેવુ કે જેથી પરભવમા આનદ સાથે

જેવાય પરભવ જતા પસ્તાવાનુ કે એડ થવાનું કારણ પાપીઓનેજ છે, કારણકે તેને પરભવમાં જરૂર પાપનો બદલો ભોગવવો પડશે એવુ તે વખતે કાંઈક સ્ફુરાયમાન થાય છે પુણ્યશાળીને તે પ્રકારનો જરા પણ ભય હોતો નથી

ચોથા પાદમા કોપાયમાન મનુષ્યને બુદ્ધિ તજી દે છે એમ કહ્યુ છે તે વાત અગાઉ પણ સ્પષ્ટ થયેલી છે ક્રોધી મનુષ્ય ભાન ભૂલી જઇને સાહસ કરે છે આપણે ગુજરાતી ભણતા ત્યારે પણ શીખ્યા છીએ-" સાહસ કૃત્ય કર્યા થકી, હોય હર્ષનો નાશ, દેખો એ દૃષ્ટાતથી, કહે કવી શામળદાસ " એ દૃષ્ટાત એક રાજાને અજગરની ગરલરૂપ પાણી ન પીવા દેનાર પોપટને રાજાએ ક્રોધ કરીને મારી નાખ્યો અને પાછળથી તે હકીકત સ્પષ્ટ થતા અત્યત પસ્તાવો થયો તે છે એટલા ઉપરથી સિદ્ધ થાય છે કે-

કોપ કરવો, સાહસ કરવુ, અકાર્ય આચરવુ એ સર્વ હાનિકારક છે તેથી તેમ ન થવા માટે ઘટિત પ્રયત્ન સેવવા યોગ્ય છે અર્થાત્ સદ્વિચાર કરવા યોગ્ય છે જેને પરિણામે લાભ થાય ને પસ્તાવાનો વખત ન આવે તેમજ બુદ્ધિ બની બની રહે

છઠ્ઠી ગાથા ઉપર નીચે પ્રમાણે કથાઓ છે

૧ કૃતઘ્નનો મિત્રો પણ ત્યાગ કરે છે, તે ઉપર દીઘરાજાની કથા

૨ યતનાવત હોય તે પાપને તજે છે, તે ઉપર મેતાર્યમુનિની કથા

૩ સુકા સરોવરને હસો તજે છે, એ પ્રસગ ઉપર સમુદ્રદત્તાદિની કથા

૪ કોપીને બુદ્ધિ તજે છે, તે ઉપર પક્ષી ઘાતક રાજાની કથા

હવે વળી અન્ય પ્રકારે ઉપદેશ આપે છે

अरोइ अत्थ कहिए विलावो,
असंपहारे कहिए विलावो ।
विग्खित्तचित्ते कहिए विलावो,
बहू कुसिसे कहिए विलावो ॥७॥

અર્થ—(અરોઇ અથ્થ કે૦) અરૂચિવાળાને જે અર્થ-પરમાર્થની વાત કરવી તે (વિલાપો કે૦) વિલાપરૂપ (કહિએ કે૦) કહેવી. અર્થાત્ નિરર્થક સમજવી (અસંપહારે કે૦) પરમાર્થ જાણ્યા વિના-અનિશ્ચિત અર્થનું જે કહેવું તે (વિલાવો કે૦) વિલાપરૂપ (કહિએ કે૦) કહેવુ (વિખ્ખિત્તચિત્તે કે૦) વ્યાક્ષિપ્ત ચિત્તવાળાને જે કહેવુ તે (વિલાવો કે૦) વિલાપરૂપ (કહિએ કે૦) કહેવુ અને (કુસિસે

કે૦ ) કુશિષ્યને ( બહુ કે૦ ) ઘણું જે ( કહિએ કે૦ ) કહેવુ તે ( વિલાવો કે૦ ) વિલાપરૂપ સમજવુ ૭

**વિવેચન**—આ ગાથામા ચારે પાદમા જે વિલાપરૂપ કહ્યુ છે તે નિરર્થક હોવાને અગે સમજવુ વિલાપ તે અરણ્ય રૂદન સમજવુ અરણ્યમા બેસીને એકલા રૂદન કરવુ તે જેમ નિરર્થક છે તેમ આ ચારે બાબતમા પણ સમજવુ

તેમા પ્રથમ જેને પરમાર્થની બીલકુલ રૂચિ નથી-પ્રેમ નથી તેવા મનુષ્યો પાસે જે ઉપદેશની વાતો કરવી તે નકામી છે તેની અસર તેને થતી નથી દરેક બાબતમા પ્રથમ રૂચિની જરૂર છે જેમ વ્યાધિથી વિરામ પામે ત્યારે પણ અન્ન ઉપર રૂચિ થાય તો પછી તેમે જે અન્નાદિ આપીએ તે સાર્થક થાય છે-તેને પુષ્ટિ આપનાર થાય છે, તેમ કર્મો પાતળા